# ગરબાવળી.

સર્વે ગા.પ્રીમા સજ્જનોને વાસ્તે

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની

બનાવેલી.



અમદાવાદ

માણેકચોક ભાગળ કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઈમ્સ પ્રેસ"માં

કાળીદાસ સાંકળચંદે છાપી પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૪૦. સન ૧૮૮૪.

કિંમત રૂ૦-૧-૦

એવું કહીએ ન આચરીએ બેહેન. બાજ૦ ૭
જે સપુત છે સારી છોડી,
મા બાપની લાજ વધારે બેહેન; બાજ૦ ૮
બણિ હોઇ તાણું સોનું કરશે;
જાતિને એમ સુધારો બેહેન; બાજ૦ ૯
જે સંપ સગાથી તોડે ઈ,
તે કોઈ વખત હાથ ઘસે છે બેહેન; બાજ૦ ૧૦
જે સઉનું સારૂં ઈચ્છે છે,
તેના દલમાં દેવ વસે છે બેહેન; બાજ૦ ૧૧

---

## સજનીને શીખામણની ગરબી. ૫

"કેહે ન કહીએજીરે" એ રાગની.

શાંભળ બેહેન શિખામણ સારી, તે છે સાતર તારીજીરે;
સુખ સંપતિ સત કીરતિ સવિશ, માનીશ વાત અમારી;
સુણજો સજનીજીરે. ૧
સજ સપળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પ્રભાતેજીરે;
આળસને તો અનો અળગી, વળગો ન રહો વાતે સુ૦ ૨
પ્રારથના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધશિએજીરે;
જ્યાં સુણીએ ઉપદેશજ ઉલટો, ત્યાં નહી વાસો વશએ સુ. ૩
જે નારી વઢકારી નઠારી, લડસે લાજ વિસારીજી;
તો તેમાંથી તુરતજ પાછા, હઠીએ હિમત હારી સુ૦ ૪
ચટકની ચંચળ ચાલે, ચૌટામાં નહીં ચાલોજી;
આચરણ વિના સુવરણના, ઠાક ન ઠશીચે ઠાલો. સુ. ૫
પેહેલી પાઠસો ચણીચે, ભણીચે ગણીચે ભાવેજીરે;
કરજની ખાણ ન ખણીચે, જે થકી નિંદ્રા ન આવે સુ૦ ૬
ગાવકનો અડસટો જોઈને, જાવક કરીચે જાણીજીરે;
ગાવકથી અદકું ખરચે, ઘર જોવાની નીશાની. સુ૦ ૭

દિલમાં થઈ મગરૂર ન ડોલે, બોલ ન બોલે બળમાંજી;
માન ઘટે અભીમાન ધરયાથી, ઘટે પ્રતિષ્ટ પળમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમરત સરખો, સ્વાદ વસે છે સારોજી;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરીએ, કદીએ કલેશ ન કરીએજી;
માણસનું જીવતર છે થોડું, જરૂ ન નાણું જરાયે. સુ૦ ૧૦
સુધરેલી સુંદરીઓ સાથે, નામ ગણાએ જેનુંજી;
દલપતરામ કહે દુનિયામાં, ધન ધન જીવતર તેનું. સુ૦ ૧૧

---

## ઘેલી મુસાફરીની ગરબી. ૫

"સખી સાંજના ચોર છપાયારે, લઈ બામણીયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલીયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલીયો. ૧
ગઈ રાતની રાખી એઠીરે, સુણો સાહેલીયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલીયો. ૨
ઘણી રીતે ઘસી ઘસી થાકીરે, સુણો સાહેલીયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલીયો. ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલીયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલીયો. ૪
લેઈ પથરો તપેલાને કુટીરે, સુણો સાહેલીયો;
પડયાં કાંણાં તપેલી તો ફુટીરે, સુણો સાહેલીયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલીયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલીયો.
એને વાસણ ન આપે કોઈરે, સુણો સાહેલીયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સુણો સાહેલીયો.
તોય થઈ ન તપેલી તો સાજીરે, સુણો સાહેલીયો;
હસે લોકને તે મરે લાજીરે, સુણો સાહેલીયો.

જેથી સ્વારથ આપણા જરાયેરે, સુણો સાહેલીયો;
તેના ઉપર ક્રોધ ના કરોએરે, સુણો સાહેલીયો. ૯
ખાત દુજતી ગાયની ખમીએરે, સુણો સાહેલીયો.
તેને તજીયેતો દુધ ક્યાંથી જમીયેરે, સુણો સાહેલીયો. ૧૦
કોઈની સાથે દુંકારે લડીએરે, સુણો સાહેલીયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલીયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુરે, સુણો સાહેલીયો;
દિલે સાચુ માનો નથી ખોટુરે, સુણો સાહેલીયો. ૧૨

---

## ફુલણજીની ગરબી. ૬

"વાલા તમારી જોઇને રહીછું વાટરે વાલાજી."

ફુલણજી તમે ફુલાઆ કેમ ફુલ્યારે ફુલણજી;
આ ઉપજ ખરચનો આટકો કેમ ભુલ્યા મારા ફુલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફુલણજી;
આ જમણ શરસ સામા વડીયાથી કીધા મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે ફુલણજી;
આ મનમાં ફુલ્યા કરી મુછે કર ધરીઆ મારા ફુલણજી. ૪
વળનો દિવશ થયો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાંનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા ફુલણજી. ૫
આ ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે ફુલણજી;
આ જપત થઈ મિલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કોઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજી તો કુવો શોધવા ચાલ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે આફીણ ન કોઈએ આલ્યાં મારા૦ ૮

જમની વખત વખાણુ ભલા જે કરનારે ફુલણજી;
આ એ સઉ હાસ્ય કરે જીવ્યા આચરતાં મારા ફુલણજી. ૯
આ અવસર તો અતીક વખાણી ચડાવ્યારે ફુલણજી;
આ અવસર તો એવકુફ બનાવ્યા મારા ફુલણજી. ૧૦
પણ આ અવસરતો એવકુફ બનાવ્યા મારા ફુલણજી.
ઘુરચાં પટકુળને બાંધ્યા સુંદરવારે ફુલણજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલણજી. ૧૧
ફુલણજીની રાંડ રૂવે મોઢા વાળીરે ફુલણજી;
આ ફુલણજી સીધાવ્યા ઠેકો ટાળી મારા ફુલણજી. ૧૨
ભોળાને નરશી શિખામણ દેછેરે ફુલણજી;
તે નીસાસાનું પાપ ઘણું શીર લેશો મારા ફુલણજી. ૧૩
દીલમાં દલપતની શિખામણ ધરજોરે ફુલણજી;
તો કરજ કરીને નાત વરા નવ કરજો મારા ફુલણજી. ૧૪

---

## શિયળ વિશે ગરબી ૭.

શિયળ તણો મહીમા બહુ મોટો, એટો નથી ખરોજીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે, અધિક અધિક ઉચરચાછે સુણજો
સજનોજીરે. ૧
શિયળ વિના સદ્ગુણ સઘળાથી, જરી નહી સોભા લેજીરે;
પાઘડી પેહેરી ચાદરી ઓઢી, ન શોભે નાગોબાવો. સુ૦ ૨
હાંડી જુમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂંજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં. સુ૦ ૩
સરવે અંગે સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છીદ્ર પડ્યું તો, તરી ન તેડું આવ્યુંજીરે. સુ૦
પરમેશ્વરનું બાંધ્યું પકડે, શિયળ ન પાળે સાચુંજીરે;
ક્વાથ પીએ ને કરી ન પાળે, તો ઔષધનું કાચું સુ૦
પુન્ય દાન કે પ્રારથનાથી, જરી પાપ નહિ જશેજીરે;
લાંબ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે. સુ૦

જે બાળપણથી ડાહપણમાં, પંપાળ ઓછુ મળશેજીરે;
સુદાબણ આપણને આવે, તો પણ તે નાહિ ટળશે. સુ૦ ૭
શીખ થકી સંપુરણ થાસે, પરમેશ્વરની પ્રીતાજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સુ૦ ૮

## સ્રીને ભણવા વિશે ગરબી. ૮

તમે ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી,
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી;
જેથી દુઃખ મુકી જાય બાઈ હિંદુવાણી,
શરીર સારા સુખી થાય બાઈ હિંદુવાણી;
રાખો સંપ સગા માંહ બાઈ હિંદુવાણી,
નહી કલેશ કરો કાંઈ બાઈ હિંદુવાણી;
સુખ સતમાં સદાએ બાઈ હિંદુવાણી,
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી;
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી,
વધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી;
લજી પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી,
રહો સાસરે સુરીતી બાઈ હિંદુવાણી;
કોઈ કરે સારા બોધ બાઈ હિંદુવાણી,
સુણી કાઢીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી;
ભજે અક્કલ અભિવ બાઈ હિંદુવાણી,
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી;

---

## સાત વારનાં વખાણ. ૯

ભજીએ ભાવે ભગવાનને,
લજીએ તુરછ સંગાથ;

સજીએ સામગ્રી સ્વરની,
ભજીએ આપણ છે હાથ, ભજીએ ભાવે૦ ૧
આદિત ઉગ્યો આકાશમાં,
કોઈજન કહેશે આરૂં તારૂં
જુદા જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂં, ભજીએ ભાવે૦ ૨
સોમ સરીખા શીતળ બને,
કામ બળતાં જે હોય;
સમજણ પામે જે શાસ્ત્રની.
ક્લેશ ન પામે હીન કોય, ભજીએ ભાવે૦ ૩
મંગળ ચાહે સહુ મનુષ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે૦ ૪
બુધ જન બુદ્ધી અતી સુખથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીક્ષામાં,
જે છે જગનો કરતાર, ભજીએ ભાવે૦ ૫
ગુરૂજન બીજે ગુણ આપતાં,
જરીએ કરીએ નહી શોક;
ભરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ હરીએ નહી ફોક. ભજીએ ભાવે૦ ૬
શું કરવા લડીએ ભોકથી,
ચઢીએ પાધરી વાટ;
ઘડીએ દિવસે ન ભુલીએ,
પડીએ વિદ્યાના પાટ. ભજીએ ભાવે૦ ૭
શનિશ્વર થઈએ હરી સ્મરણમાં,

તેવી રાખીએ ટેવ;
કઠણ સમે આવે કામમાં,
દલપતરામના દેવ, ભજીએ ભાવે. ૯

—❖—

## ભુંડી ભારજા વિશે ગરબી. ૧૦

ભાઈયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડી;
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય.
સારા મનુશના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ. ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ. ભાઈ. ૨
ચાર ઘડી પેઊ ગુણાટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
બોહોર ચડે દીન પોહોડાંને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કહી સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવાતી, રહે રોશ ભરી દીન રાત. ભા૦ ૫
પેટ થકી ના ઘણું જ પોતામાં, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. ભા૦ ૬
પંડિત શાસ્ત્ર ભગુલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ હુંકારા ખાય. ભા૦ ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બોજ અહંકાર;
ડાહાપણનો ભગવંત કહે, કોઈ ગરવ ન કરશો લગાર. ભા૦ ૮

---

## દુષ્ટ નર વિશે ગરબી. ૧૧

કહું નર દુષ્ટની કાણીરે, સુણો સહુ સ્નેહજ આણી;
સાકું વેહેલું કામ. સુધરે કે, બગડે એ માણસ માનની રીત;
પોતે કરયું તેતો પાધરૂ જાણે, નારીને ગારે નીત. કહું૦ ૧

તમે દીવશે સુખ દુર ધરો,
દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો.
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમે સગાં કુટમ્બમાં સંપ કરો,
વળી દેવાદાર ધનેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
મન મળને તુરતજ ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યાગમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉગશે જો ત્યાં વૃક્ષ વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અળસાવો,
લુચ્ચાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા [illegible]

[illegible] નાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુન્નર પ્રગટ હરો,
સંચાની [illegible] શીદ કરો;
[illegible] દીલ ધરો,

દેશી ભીઓ દુઃખ સરવ ટાળે.રે આજ્ઞા દેશનું. ૯

---

## મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૨

રાગ ધોળ.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું.
જેથી તેને જંપ ન ઉપજે, જીવમા સમજી જોવુંરે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
ગોવીંદજીએ કહ્યુ ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારને માહા દુખ ઉપજે, ધરે નીસાસા રોઈ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૧
શીટ લાળ ને આંસુ ઝરે, તે જમ ચર પાપ પરાણે,
રૈરવ માહા રૌરવનાં દુખથી, એ દુખ અદકુ જાણે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૨
કોઈ છાતી કુટે શીર કુટે ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરી પુરણ પિડા મરનારાને માથે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૪
લોક વખાણે કે ન વખાણે તે સૌ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો દુખ તેને શિદ દઈએ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
સાંભળતા ગમપુરાણ હોય તો, રડો કુટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો મરતાને વળી મારો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
કુટ્યા થકી જો કાંઈ દુખો તો, કુટો લઈને પાણો;
શા માટે તમ કુટી શરીરમાં, રોગ ઉપાધી આણો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
એની શોભા એસો અળગી, વળગી રહો માં વેહેમ;
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કરો કાંઈ પ્રેમે;

વાલાની વાંસે રાગ તાણી નવ રેવું.
રાશો પણ તેને નવી જોશો, આશો આંખ તમારી;
દલપતરામ કહે શીલ સાધી, માનો શિક્ષા મારી;
વાલાની વાંસે રાગ તાણી નવી રેવું ૮

## શિયળનું ઘોળ ૧૩.

( શિયળ એટલે વ્યભિચાર અથવા છીનાળુ ન કરવા (વિશે.)
બહુચર ભલે આવીયાં એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શિયળ તણો મહીમાય, શિયળ પાળો સ્નેહથી;
જે કોઈ શિયળ સારી રીત સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા૦ ૨
જેવાં નકટાંને ભુસણ નાંખિયાં;
એવા શિયળ વિના નર નાર. શિયળ પા૦ ૩
વધે લાજ અધિક ઠીક લોકમાં;
પર લોકમાં મુકિત પમાય. શિયળ પા૦ ૪
સુખ સંપતિ શિયળથી સેવિયે,
રીઝે જગ કરતા જગરાય. શિયળ પા૦ ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીના સંગ. શિયળ પા૦ ૬
જરીએ ડરીએ નહીં ઘરાણુના ડર થકી;
ભારે ડરીએ શિયળ થતે ભંગ. શિયળ પા૦ ૭
તજી લાજ બે આંખો ન બાંધીએ;
નહી જોવીએ મશ્કરી છક માંય. શિયળ પા૦ ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;

હાંસી મશ્કરી કરીએ ન કાંઈ. શિવજી પા૦ ૯
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું કાઢીએ માટીમાં મુખ. શિવજી પા૦ ૧૦
તજવી તજવી સોબત નીત્ય તેહની;
જેને લજવી જનેતાની કુખ. શિવજી પા૦ ૧૧
ભાણ્યું ગાણ્યું તો તેહનું ધન્ય છે;
જેણે કુળને લગાડ્યો ન ડાઘ. શિવજી પા૦ ૧૨
ભણ્યાં ગણ્યાંને શિવજી ન સાચવે;
એના અંતરમાં ઉઠી આગ. શિવજી પા૦ ૧૩
હઈયા ફુટા બોલે બોલ હાંશીએ;
દેખી ફાંશોને નાશીએ દુર. શિવજી પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિવજી પા૦ ૧૫

---

**લગનમાં ફટાણું ન ગાવા વિશે ગરબી. ૧૪**

બાળકામાં ઘરમશી ફુલતો, એ ધાડમેર ગાજે. એ રાગનું.
આવો સૈયરબાઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઉગીયો, આજ દિવશ દીવાળી. ૨
ગાઈએ ગીત ભલાં ભલાં, વેવાણોને હરખાવે;
બોલ બેઅદબી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩
[illegible] એતા ગાય નઠારૂં;
[illegible]
આપણ ઉત્તમ કુળનાં, નહી ગાઈએ નઠારૂં. ૪
જાત ને ભાત તો જાણીએ, બોલ બોલે જે ઘડીએ;
બોલે નઠારૂં તો નાયકા, એમાં આંધાં ન પડીએ. ૫
ઉત્તમ જાતની ઓરતો, ખોટું ગાતાં લજવાશો;

મધ્યમ જાતની માનુની, ગીતે મશ્કરી ગાશે, ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન આશે;
જરૂર ફટાણાંની હોય જો, કહું એટલું ખાળો. ૭
વેવાણને કરો વાંદરી, ગાંઠ પુંછડું વાળો;
વેરાગી કહીએ વેવાઈને, કાંધે કાંબળો કાળો. ૮
એથી અધીક વિધે ઓચરે, નીચી જાતમાં ભળવા,
બાપ ભાઈ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
ધીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહીએ જુદા;
કામની નહીં એતો કુતરી, મરદ નહીં એતો માદા. ૧૦
મારી શીખામણ ગાઈએ, જેથી રામજી રીઝે,
દસકત દલપતરામના, દીલમાં લખી લીજે. ૧૧

---

## સંપ વિશે ગરબી. ૧૫

દેશમાં સંપ કરોરે સંપ કરો, હાંરે જે કોઈ સંપ તજીને
સુખ માગે, તેના સુતેલા શત્રુ જાગેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડાલડી આવે, તેમાં તુરત ત્રીજાને ફાવેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૨
હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા, રાજ ખોઈને
રહ્યા હવે રડતારે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૩
હાંરે હજુએ હૈયે વિચારી નહિ જોશો, ખરેખાત છે હાથ
માં તે ખોશો રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૪
હાંરે તમે ટંટા ઘરના ટાળો, જે જે ન્યાયે લાગે તે ધ
રમ પાળોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૫
હાંરે છળ દગા કપટ દો છોડી, આખા દેશની થઈ આ
બરૂ ખોડીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઈ હુન્નર ઉઠાવો, દેશની વખત ફેલાવો

રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૭
હાંરે કોઈનું સારૂં દેખીને શીદ દાઝો, તેને ભુંડાઈ મારવા
ન ધાઓરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૮
હાંરે માનો દલપતરામની વાણી, પક્ષપાત વીના સત પ્રમા
ણીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૯

---

## કેફ ન કરવા વિશે. ગરબી. ૧૯

તજો તજો કેફ કરમ કરવું;
જેથી થાય જાત તણું મરવું. તજો તજો કેફ૦ ૧
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરેથી વિચારો;
દુખી થાશે કેફનો કરનારો. તજો તજો કેફ૦ ૨
પીશે જે જન મદીરા તાડી,
તેના ફળ દેશું દેખાડી;
ઊંચે પદવી દેશે પાડી. તજો તજો કેફ૦ ૩
અફીણથી કંઈક ગયા ફુડી,
ગમાવી ગાંઠ થકી મુંડી;
મુવા દુખ દરીઆમાં બુડી. તજો તજો કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી,
સીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણાં તે તડખંગી. તજો તજો કેફ૦ ૫
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નિંદાશે. તજો તજો કેફ૦ ૬
પીએ કોઈ ગાંજો ગુણ જાણી,
ધુમાડા ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી. તજો તજો કેફ૦ ૭

વે સરવે રોગ કરે તનમાં,
એમ સાંભળ્યું વઇદ્દા જનમાં;
મારા તમ માની લેજો મનમાં. તજો તમ કે૰ ૮
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રેહેજો રૂડા માણસની રીતે. તજો તમ કે૰ ૯
પ્રભુ થકી જો બીહીતાં રહીએ,
કદી એવું કરમ નહી કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમ કે૰ ૧૦
બનાવી ગરબી ખહુ સારી,
સુણી જે દેશો વીસારી;
તેના મુખ ઉપર પેજારી. તજો તમ કે૰ ૧૧
વારે વારે શું કહીએ વારૂં,
સ્નેહ કરી કહુછું તમ સારૂં;
માનો દલપત કેહે કહ્યું મારૂં. તજો તમ કે૰ ૧૨

---

## ગરબી ૧૭.

### કેફીની સ્ત્રીને પસ્તાવો તે વિશે.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
કાહાડી સોદ્યાં કીયાં જનમનાં વેરજો;
જન્મ સમે નવ આણ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૰ ૧
છેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની હાડા રડતે વીતી જાયજો. મા મુજને૰ ૨

આવરદા મારી અતી લાંબી થઇ,
તરાગ જહો જે તડકે તોડ્યો જાપજો;
કરમ તણી કાણીરે ક્યાં જાશે કહો,
છાંપ કુવાની કુવા વિશે સમાપજો. મા મુજને૦ ૩
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાપજો;
સાત જન્મ પામુરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કોડ ઉપાયજો. મા મુજને૦ ૪
રમવું ને જમવું તો મુજને નથી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટાં ઝાડજો;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
પુરણ માનું પરમેશ્વરનો પાડજો. મા મુજને૦ ૫
ફરી જન્મ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,
ભાગે લખીઓ હવે આ ભરથારજો. મા મુજને૦ ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલાં ભવનાં પાપજો;
લેખ લખ્યા હૈવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજો, મા મુજને૦ ૭
દીલમાં એમ સમજીને દુખ ન માનવું.
રાખું હોંસ આમાં કેના ઉપર રોશજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોશજો. મા મુજને૦ ૮

---

## ગરબી ૧૯

### કેફીના ઘરનો હેવાલ.

કેફી પ્રેયર જેનો કંથ છેરે, તેના પુરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહી;
હાંરે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડા બોલો અફીણીઆ,
હારે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહી આબરૂરે, પીટો ચોટાનો ચોર;
દાહાડી દોરાએ દરબારમાં,
હારે પુઠ લોકોનો સોર. કેફી૦ ૩
અપીઆઓને ઘણો આળસુરે,
હાંતો ઉંઘે કાં ગાય, રળવાની શકતી રહે નહી;
હારે રળ્યું રંડાનું ખાય. કેફી૦ ૪
બારથી આવે એ બાકળોરે;
હીણા દેખાય હાડ, ખુણે હાળીને પડે ખાટલો;
હારે બઈરી છઈઆનો કાળ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી બાજરીરે,
પીટો પ્રગટે ઉફાંદ, છતે ધણીએ બળે છાતડી;
હરિ વેઠે રંડાપો રાંડ. કેફી૦ ૬
લાજ હીણા લેજ નહીરે, જાણે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં,
હારે બોલે જુઠેરા બોલ. કેફી૦ ૭
કોઈ કોઈ વખત થાય કેફ ધડીરે,
હૈયા ફુટા હેરાન, તોએ શીખ દલપતરામની;
હારે હડી બારે ન કાન. કેફી૦ ૮

—૦૦૦—

## ગરબી ૧૯

### સજ્જનોએ કેફ કરવાનો વિચાર ન રાખવો.

સજ્જન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલાએ, જેથી લીલ માંડી કરીએ.
કેફ ન કરીએજી૦ ૧
તાળી પાડી દાંત દેખાડી, કહુછું હાહાડી હાહાડીજી;
મારૂં વેણ તમ માનોનો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કરવાથી ઘટશે ભાઈ, ચીતમાંથી ચતુરાઈજી;
ધન ખરચી લેવી લુચાઈ, મોટી એ મુરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટેને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધોજી;
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબ, જોજો હેતે તપાસીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાનો મત એછે, મત છે અદપારૂનોજી;
હિંદુમાં ઓઢવાથી, પણ દોશ ઘણો દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરવાનું ચિત થાશેજી;
કોઈક સમ સોડામાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં લીધો ભઈ, કોઈ કુવામાં ન પડશો;
કેફ ન કરીએજી. ૮

---

## ગરબી ૨૦

### કેફના અવગુણ વિષે.

કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા,
નીરલજ નર છે કેફ તણા કરનારરે જગમાં જેટલા;
આ જગમાં જે નર કેફ કરે,

તેના તનમાં રોગ અનેક ઠરે;
તેની નીંદ્યે જગમાં લાજ નરે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૧
તેના બાળક ભુખજરીને રડશે,
તેને લેહેણાવાળા નીત નડશે;
પછી ગભરાઈને ખઈફીને લડશે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૨
નીત નવલી ફરીયાદો થાશે,
કપડાં હરરાજે વેચાશે;
ફરી સરકારે હેરાશે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૩
એ ભાન થઈ ભુલા ભમશે,
નારસી જગ્યામાં જઈ રમશે;
અભીમાન તજી માળા ખમશે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૪
તેને ઘર ધંધો નહી હાથ ચડે,
તેની બુદ્ધી ભાશે કેફ વડે;
તેને રસ્તો સીધો નહી જડે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૫
એવો અક્કલહીણો કોણ હશે,
ધન ખરચીને દુખીયારો થશે;
કોણ મરવા સામ્મે પુર જશે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૬
નથીરે એમાં સ્વાદ કશો,
ફરીથી ઉભયા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૭

તમ વીગતેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી કેંક ડરો;
દલપતની વીનતી દીલ ધરો;
કેફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૮

---

## કળીકાળમાં કેફીને ચેતવણીની ગરબી. ૨૧

એક કારણ કહુછું કળીકાળનુંરે લોલ;
મોટા અધરમ વિકરાળનુંરે લોલ. ૧
જે કોઇ લંકાના વાશી મધુ પીવતારે લોલ;
આજ થયા છે આવી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભકરણનોરે લોલ. ૩
સારાં શાસ્ત્ર ભણીને ભુલા પડેરે લોલ;
રસ્તો છોડીને રનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચુ કરેરે લોલ;
નામ શીવ શકતી તણું ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ;
કહેશે મધુ તે દેવીને ચડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટો રહેરે લોલ;
તેનુ પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એતો વેદના વૈરી રાવણ વંશનારે લોલ;
કાંતો કુટંબી કેસા કંસનારે લોલ. ૮
મધુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કહેછે એક પુરાણે વાત એ કહીરે લોલ;
મદ્ય પીવામાં પાપ છે નહીરે લોલ. ૧૦

જુઠા શ્લોક બનાવે મધુપાનનારે લોલ;
સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
માંત્રીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વરતુમાં નીચપણું જે હતુંરે લોલ;
તીરથ કરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુભ ધરમનારે લોલ;
દીલમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવે દેવી બાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેનાની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
આપ કહ્યા ગૌમાંસ પાપ છોટું છેરે લોલ;
તેથી મદીરા પાપ મોટું છેરે લોલ. ૧૯
એવી રીતે લખ્યીચું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
ગણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને દલપતરામનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

---

## ગરબી ૨૧

### કેફની બધરીના મહિના.

કારતક મહીને કેફી જેનો કંથરે સાહેલી,

આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી;
દાવશ ઘટે ને રજની મોટી થાશેરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દીન જાશે સાંભળ સાહેલી;
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૧
આ માગશર મહીને સુખ પામુ શી પેરરે સાહેલી,
આ કેફીરૂ તો માંડયો અકરાકેર સાંભળ સાહેલી;
આ ઉપજ પ્યારની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઈ બેઠા નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી;
પડયો રહે કાંઈ કેફી રસ્તા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૨
પોસે નો ઘર વેશ્યા બેઠા પાપીરે સાહેલી,
આ પીપર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી;
જેણે મુજને પરણાવ્યું એવુ પાપર સાહેલી,
આ પેલા ભવનાં દુશમન માને બાપ સાંભળ સાહેલી;
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાંભળસાહેલી.૩
મા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આ તે દુખાણી કેફ ઉંઘે જેનો કંથ સાંભળ સાહેલી;
વન પાલોવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુખાણીને સુખ નથી ઓણ કે પોહોર સાંભળ સાહેલી;
ભમર ગાન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાભળ સાહેલી.૪
ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમેને હસી મળી નર નારરે સાહેલી.
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી,

જોવુને રોવુ ઘર ખુણા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫
અંતરમાં કેમ ધીરજ રાખુ ચીતરે સાહેલી,
આ કેક કરે કેફીડુ નીતને નીત સાંભળ સાહેલી;
એ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો અતી ભલો રંડાપો સાંભળ સાહેલી;
સેહેણાવાળાની ફરીઆદ થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
વૈશાખ તે આવ્યો મહીનો વઈશાખરે સાહેલી,
આ ગ્રીષ્મ એ દીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સુરજ તપે તો છતર આડુ રાખુરે સાહેલી,
આ દીલ દાઝે તે કોની આગળ દાખુ સાંભળ સાહેલી;
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જેઠ તો જીવડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડીયો લઈ પહેરૂંરે સાહેલી,
આ કાળજડું દાઝ તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી,
કેફીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અશાડ ચડી આવ્યો એ ઘનઘોરરે સાહેલી,
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કેફી કંથ બંધીખાનામાં બાંધાયેરે સાહેલી,
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન વવાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯
શ્રાવણમાં મેં શીવ પુજા નહી કીધીરે સાહેલી,

આ હવે મુજને કુફ્રીને કર દીધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળે તો બસની જુઠો ચોરરે સાહેલી,
આ એ સગપણ કરનારો ગરજે ગોર સાંભળ સાહેલી;
ભાગ્યવંતી જે પીઉ સાથે સોહાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ કુફ્રીની પથરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી,
આ પીઉ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેશી પંખીડાં ભડલાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દીવાળીના દહાડા આવ્યા આસરે સાહેલી;
આ કુફ્રીની પથરી તો નીત ઉદાસ સાંભળ સાહેલી;
રમ જમને ઘરે નવા શણગારે સાહેલી,
આ કુફ્રીની નારીને નયણે જળ ધાર સાંભળ સાહેલી;
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કહીએરે સાહેલી,
આ પીઉ પંથીઆને એકલી કેમ રહીએ સાંભળ સાહેલી;
એ વરથી મુજને છોડાવા થાયરે સાહેલી;
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી. ૧૩

---

## ગરબી ૨૨

### કફ્રીના અવગુણ વિશે.

શીખ કહુંછું તે સઉ સાંભળોરે,
દેલ વીચ અફીણ હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઝાઝા અફીણમાંરે,
એવી હોય છે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧
મોહોટે મેહેલ ચઢીને બેસતારે,
અફીણથીજ એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે.
જે નર ભોજન જમતા ભાવતારે
રડતાં દીઠા અનને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૨
વાહન રથ ઘોડાને પાલખીરે,
ચાલ્યા પગ પાળા નજી તેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૩
રાતા માતા શરીરે શોભતારે,
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે.
નીરખ્યાંતે નીંદ્ર લે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે,
તે નર ભાખે ભાગાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૬
જેની અતી સંભાળતી આબરૂરે,
તે નર લોકમાં નીંદાએ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૭
જેનું સાંચપણું બહુ માનતારે,
તે સાચ્ય થતા સમ ખાય હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએરે. ૮
તોપણ સાચ મનાએ નહી તેહનુંરે,
સરવે લોક તજે વીશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૯
તે નર દુનીઆમાં જીવતો મુવોરે,
સારૂં મનુશ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૦
બહુ દુઃખ છે એહવા બંધાણમાંરે,
કોઈ દીન કર મુગની હોય હાણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૧
પૃથવી ઉપર પગ ધરવા પડેરે,
તે ઘડી આવે આહોરે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૨
જે કોઈ તજસે વસ્તુ કેફનીરે,
રાજી થાસે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે,
સજન સઉ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૪

---

## ગરબી. ૨૩.

### સારા માણસે કેફીની સંગત ન કરવી.

રાગ ધોળ.

સજન સમજાએ કેફીનો સંગ ન કરવો, ટેક.
સમજી કાળા સાપ સરીખા પાપ ભણી પરહરવોરે;

સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૧
દારૂ પીએ તે દૈત્ય સરીખા, કદી વીસવાસ ન કરીએ;
ભાંગ પીયે તે ભંગીઆ જેવો, તેથી વેગળા રહીએ;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૨
પીએ તાડી તે પરેત સરીખા, અફીણ ખાય તે હેવો;
ગાંજાખોર તે ગાંડીઆ જેવો, તે પણ તજીએ તેવોરે;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૩
સંગ કરવાથી અંગ વળગશે, રંગ જશે ખરાબાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે ભંગ થશે સહુ ભાઈ;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૩
પ્રથમ અફીણના પૈસા નહીં લે ઘરનું પાસે ખોળી,
વળગાડીને થશે વેગળા રેહેશો આંખો ચોળી;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૫
સહુને સરખા કરવા ડોલે, ખાસે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવરે.
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૬
ખરો ઘણા ગુણ ગાશે, પીશોને વળી પાશો;
જાશે જર જોબન કુખ થાશે, પછી ઘણા પસ્તાશોરે;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૭
આવા બોધને મળી ઉગ્યા, લુચ્ચા દુરગુણ લેશો;
સારા સજન સંતોષથી સુણીને દોશ વીસારી દેશોરે;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૮
દોષ તજે સંતોષથી સાંભળીને, શેરા ગમતોરાખો;
દલપતરામ દુનીયાં મધે દખે તેવું દાખોરે;
સજન સધળાએ કુડીનો સંગ ન કરવો. ૯

—•—

## ગરબી. ૨૪.

### ભરથાર વશ કરવા વિશે.

અલબેલીરે અમે માત જોવાને જઈએ, એ રાગની છે.
લલના નહીં થાય લગાર કાંમણ મંત્ર કશે.
આ મંત્રે કરો ઉચ્ચાર વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પીઉજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે.
સરવ થકી લાગો છો સારા, હું વેચાઉ તમ હાથ. કાં૦ ૧
તન મનમાં રહું સાજી તાજી રાજી દેખુ રાજરે.
જો કદી ભાસ્યું કાંઈ કુરાજી.
રૂંધ્યાં હરીએ કાજ કામણ૦ ૨
માત પીતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથરે,
સુખ આપો કે દુઃખ આપો, તમે છો મસ્તકના નાથ;
કામણ મંત્ર કશે. ૩
ગુણ સાગર ગંભીર છો સ્વામી, હું અવગુણ ભરી આજરે
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહે ગ્રહ્યાની લાજ;
કામણ મંત્ર કશે. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મીલકત જેમરે.
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામી પુરણ પ્રેમ;
કામણ મંત્ર કશે. ૫
ભલું કરયું ભગવંતે મારો, સફળ કરયો અવતારરે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર;
કામણ મંત્ર કશે. ૬
સગા સરવ તમ સારૂ તજીઆ, તજીઆ સેયર સંગરે;
દોસ્તી સરવની દુર કરી, હું રાચી તમારે રંગ
કામણ મંત્ર કશે. ૭
આભ ઊંચો ને નીચે અવની, અવર નથી આધારરે;

આશા રાખુ એક તમારી, છો સુખના દાતાર;
કામણમન્ત્ર કર્શો. ૮
જો સુંદરીને પીછે સ્વામી, તો શોભે શણગારરે,
નહી તો તે શણગાર સરવ છે, આગ તણા અંગાર;
કામણ મંત્ર કર્શો. ૯
દુનીઆમાં નર તમને દેખુ, બીજા લાલ ફકીરરે
તુચ્છ ગણુછું તે સઘળાને, હોય અમીર વજીર;
કામણ મંત્ર કર્શો. ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરણ પ્રીતરે,
પળક પડે જો દુર તરફડે, એજ અમારી રીત;
કામણ મંત્ર કર્શો ૧૧
પાર ન આવે પ્રીત પરણતાં, સ્થીર બેશી એક ઠામરે;
રાત દીવશ કવીતા રચનાજો, રચસે દલપતરામ;
કામણ મંત્ર કર્શો. ૧૨



## ગરબી ૨૭

### ઢાળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણ વનવાશ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ઢાળ.
"મામેરૂ માધા મુલનું" એ રાગનુંછે પણ ઢાળ જાસ્તી છે.
રામ લક્ષમણ વનમાં સીધાવતા, સતી સીતાને આવતા સાથ કહે રઘુનાથ, પધારો પીયર ભણી. ૧
નહીતો આહીં રહો સસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ સંગાથ; નહીતો જોડી હાથ, પધારો પીયર ભણી. ૨
અમે વસ્તીમાં નહી વશીએ વીનતા, અમે કરશું જઇ

વનવાસ; તમો પામો ત્રાસ, પધારો પીયર ભણી. ૩
સાથે રથ કે ઘોડું નહી રાખીએ, નહિ રાખીએ દાસી કે
દાસ; કોઈ અમ પાસ, પધારો પીયર ભણી! ૪
તમ કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો
થાક; લીટો ઊંચો નાક, પધારો પીયર ભણી. ૫
અમ વનફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ ક્વચિતો કેવળ
શાક; વીના લુણ પાક, પધારો પીયર ભણી. ૬
વનમાં નથી મંદીર નથી માળીઆં, નથી પોઢવા કાજ
પલંગ: રંગીત નવરંગ, પધારો પીયર ભણી. ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો પીયર ભણી. ૮
વનમાં હીરના ચીર તો નહિ મળે, વનમાં નહિ મળે ફુ
તા ફુલેલ; કે તેલ ખુપેલ, પધારો પીયર ભણી. ૯
વનમાં નહિ મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતે
થી ખેલ; ઉમંગ ભરેલ, પધારો પીયર ભણી. ૧૦
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે છે ભફુ
ડાગ; જેનું ઘણું જોર, પધારો પીયર ભણી. ૧૧
વનમાં વાઘ વરૂને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર;
બચે નહિ ઢોર, પધારો પીયર ભણી. ૧૨
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને પામશો ઉદાસ;
જ્યારે જોશો ભાસ, પધારો પીયર ભણી. ૧૩
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે કાળે તો તરૂ તળે
વાસ; નહિ છત્ર પાસ, પધારો પીયર ભણી. ૧૪
મોટા પર્વત દેખીને માનની, તમ નજરે જોયા નહી જાય;
દીલ ખાવા ધાય, પધારો પીયર ભણી. ૧૫
તમ રાજ કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો પીયર ભણી. ૧૬

ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીસરયાં કદી ઘર
બાર; છો નાજુક નાર, પધારો પીયર જાણી. ૧૭
તમે બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઈ વાર, પધારો પીયર૦ ૧૮
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે
બાપ; સોંપે ચીત ચાપ, પધારો પીયર૦ ૧૯
રાજા જનકજી તમને ચ્હાએ ઘણાં, તેના સંદેસા આવે સ
દાય; તેડાં પાછાં જાય, પધારો પીયર૦ ૨૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ
પુરાવીને થાળ; પધારો પીયર૦ ૨૧
અમે અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી
સંભાળ ત્યારે તતકાળ; પધારો પીયર૦ ૨૨.
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિ-
રામ છે બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શામ;
કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## ગરબી ૨૬.

### સીતાજીના જવાબનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ
પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બાણ લાગે તી
ખાં બાણ; રઘુકુળ ભાણ; સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પ૦

દેશ; હું જાણું હમેશ, સાથે રાખો૦ ૨
તમ જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂ વેશ;
જટા કરૂ કેશ, સાથે રાખો૦ ૩
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાંતો દુઃખ
માહરે દેહ; એમાં શો સંદેહ; સાથે રાખો૦ ૩
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર ધણો ધીક
એહ, મુવા જેવી તેહ; સાથે રાખો૦ ૪
સ્વામી તમ વિના મંદીરને મળીયાં, ભાસે પરવત મોટા સ
માન; વસ્તીતો વેરાન; સાથે રાખો૦ ૫
માહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન; સાથે રાખો૦ ૬
...મ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ
મને મહારાજ; સાથે રાખો૦ ૭
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સઈયર
સમાજ, કેનુ નથી કાજ; સાથે રાખો૦ ૮
સાચુ સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો
સંસાર, કુટંબ પરિવાર; સાથે રાખો૦ ૯
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લોનાર, કે એકે આધાર; સાથે રાખો૦ ૧૦
કાયા પ્રાણ થકો જો જુદા રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક; સાથે રાખો૦ ૧૧
જો કોઈ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરી
વિવેક, જીવે પળ એક; સાથે રાખો૦ ૧૨
તમ સુખના સાગર રહો વેગળા, પછે શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ, સાથે રાખો૦ ૧૩
મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરાણાના ઘાટ
મટાડો ઉચાટ; સાથે રાખો૦ ૧૪

હું તો તમને દીઠે થાઉં દિપતી, આણ દીઠે તો આંધળી
પ્રીત જનમની એ રીત, સાથે રાખો૦ ૧૫
હું તો સ્નેહ તોડી સરવ લોકથી, બાંધી તમ સંગે પુરાણ
પ્રીત, ચોરાયું છે ચીત; સાથે રાખો૦ ૧૬
જમવું જીવન તમથી જુદા પછી, હોય વિષ વિષનાં પકવા
ન, તે વિખના નિશાન; સાથે રાખો૦ ૧૭
કરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે મેવા સમાન. ૧૮
સ્વામી તડકાને તાપ વરશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્ર
કાશ; રહું તમ પાસ, સાથે રાખો૦ ૧૯
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર
શો આશ; નકી પામું નાશ. સાથે રાખો૦ ૨૦
કરતી વાત કળી પછી ધરણીએ, નારી જાનકી થઈ નિ
રાશ, કહું લેતી સ્વાસ; સાથે રાખો૦ ૨૧
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાશ;
જતાં વનવાસ. સાથે રાખો૦ ૨૨

---

## ગરબી ૨૭.

### રામચંદ્રજી ને સીતાના કાગળોના ધોળ.

મામેરૂ મોઘા મુલનું એ રાગ.

સ્વસ્તી શ્રી પુરી લંકા સોહાગણી,
જ્યાં રાજે છે જનક કુમારી,
પ્રીતમ લખે પ્યારીને.
શોહા અખંડ ઐવાતન નમ તણું,
એવી આશીશ વાંચો અમારી;
પ્રીતમ લખે પ્યારીને.

ગોરી દૈવના જોગે જુદા પડ્યા,
પણ પ્રાણ મારા તમ પાસ;
પ્રીતમ લખે પ્યારીને. ૧
એસુ બાગ બગીચે કે બંગલે,
રહુ તમ વીના અધીક ઉદાશ. પ્રીતમ લખે૦ ૨
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લખે૦ ૩
મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લખે૦ ૪
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કહીએ લગાર. પ્રીતમ લખે૦ ૫
તારી નમ્રતા અવધી ગણી,
વળી શોભીતો શાંત સ્વભાવ. પ્રીતમ લખે૦ ૬
જેથી મનની ઉદાશી તરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ લખે૦ ૭
ગોરાંદે ગુણ કેમ તારા વીસરે,
કેમ વીસરે વિલાપ ભરયાં વેણ. પ્રીતમ લખે૦ ૮
હેત વસ્તુ વદન તારૂં વોનતા,
મારા નીરખવા તલસે છે નેણ. પ્રીતમ લખે૦ ૯
દીવસો તુજ વીના દીલમાં ગોઠે નહી,
પીવુ પાણી કે જમવું અનાજ. પ્રીતમ લખે૦ ૧૦
રાતે રોઈને આંખો રાતી થઈ,
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ લખે૦ ૧૧
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિજોગ. પ્રીતમ લખે૦ ૧૨
જેથી રીઝે આપણા જગપતી,
એવો અહોનીશ કરવો ઉદ્યોગ. પ્રીતમ લખે૦ ૧૩

જે જે વૃધ પાડોશીઓ શુભ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ. પ્રીતમ લખે૦ ૧૪
વળી ભલામણ મારા મીત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ લખે૦ ૧૫
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો.
કશી વાતે મુઝાશો ન મન.' પ્રીતમ લખે૦ ૧૬
ફરી દેખીશું દીવશ આનંદના,
જાશે વીસરી આ દુઃખ ભરયા દન. પ્રીતમ લખે૦ ૧૭
જે જે પ્યારી તમારી સાહેલીઓ,
તેને પણ મારો કહેજો જુહાર. પ્રીતમ લખે૦ ૧૮
સાસુ સસરાની આશીશે સુંદરી,
મળશે ભામનીને ભરથાર. પ્રીતમ લખે૦ ૧૯
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેક. પ્રીતમ લખે૦ ૨૦
આગે પેડી અવધે આવશું,
એમ દલપતરામનો દેવ. પ્રીતમ લખે૦ ૨૧

---

## ગરબી ૨૮.

### સીતાજીના કાગળનું ઢાળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્ત શ્રી સંસ્થાન સોહામણું,
જ્યાં રાજે સદા રઘુનાથ;
કાગળ લખે કામની. ૧
લખે લંકા થકી સીતા સુંદરી,
કહે વદે જોડી જોડ હાથ. કાગળ લખે૦ ૨
પત્ર આવ્યો તમારો પ્રીત ભરયો,

વળી આ વાંચી થયો વીસરામ, કાગળ લખ્યો૦ ૩
પણ જીવન તમથી જુદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશ્યામ; કાગળ લખ્યો૦ ૪
મારૂં મન મળવાને અકળાય છે,
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખ્યો૦ ૫
મારાં નેણનાં નીરથી નાથજી,
સુતા રજનીમાં સેજ ભીંજાય. કાગળ લખ્યો૦ ૬
ઘેર આવો હવે તો ધણી થઈ,
નહીં તો જીવડો જાશે જરૂર. કાગળ લખ્યો૦ ૭
હોવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખ્યો૦ ૮
વાલા નીત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખ્યો૦ ૯
ચતુરાઈનાં ચોજ હું ચાલવું,
આવો વિદ્વાનો કરીએ વિનોદ. કાગળ લખ્યો૦ ૧૦
ત્રાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી,
ભાવે ભરૂં મહીં નીરમળાં નીર. કાગળ લખ્યો૦ ૧૧
બેસા બાજોઠે સખી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. કાગળ લખ્યો૦ ૧૨
કરૂં સરસ રસોઇ રૂડી રીતથી,
પ્રીતે પીરસી બેસું હું પાસ. કાગળ લખ્યો૦ ૧૩
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખ્યો૦ ૧૪
સ્વામી તમ વિના પીયરને સાસરે,
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખ્યો૦ ૧૫
મારા માથાથી મુધા પ્રભુ તમે,
મારા આત્માના છો આધાર, કાગળ લખ્યો૦ ૧૬

આવે પરવના દિન સુખ સરવને,
હુંતો શોક ઉદાશી સદાય. કાગળ લખે૦ ૧૭
ગાજે મેઘ ને દમકે દામની,
આખી જામેની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હુંતો સુની દેખુ સુખ સેજડી,
આખો મંદીર ખાવાને ધાય. કાગળ લખે૦ ૧૯
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે,
એક તમ વિના ત્રિભુવન રાય. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરું,
કેમ વીસરેચુ દાદાનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઈને દુખિયાં દેખીને દુખ પામતા,
તેવો નાથ તમારો છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે જીવણરામના દેવ. કાગળ લખે૦ ૨૪

---

ગરબી ૨૯

સુધરેલી સ્ત્રી વિશે.

"શોક સગાળસા સધુને હાવે. એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટેક૦
નિરમળ નમણાં દિલ નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરાં, વિણીને લેઈએ વેણ જેને૦
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણે લવલેશ;
તે હસાવીને હીંમત આપે, કાપે સઘળા કલેશ. જેને૦
દુખીને જોતાં પ્યારા પતિની જો મરજી ન જણાય;

પરઘેર તો શાનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય. જેને૦
વરણાના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. જેને૦
સુપનામાં કદિ કોઈની સાથે, ટંટો કરે નહિ તેહ;
મેલ વિનાનું મનપણ નિરમળ, નિરમળ દિશે દેહ. જેને૦
આપે પ્રભુ એવો વૈભવ પામી, પામે પૂરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રીસ ન રાખે રોષ. જેને૦
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને૦
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ;
પર પતિને તો પથર જેવા જાણે, હોય જો ભારે ભુપ. જેને૦
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. જેને૦
આળશ ઊંઘ અતિસે ન હોસે, હોસે ઉદ્યોગી અંગ;
શંદકી તો જેને દિઠી ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને૦
સ્નેહ વધારે ને શોક ઘટારે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વરગ ઇચ્છે શા કાજ. જેને૦
પૂરણ પુન્યથી પુરૂષ પામે, નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય. એનો અવતાર. જેને૦

---

## ગરબી ૩૦ મી.

### વેહેમ તજવા વિશેની.

જે કોઈ અંબાકા[illegible] માતને આરાધશેરે લોલ, એ રાગ.

સુણો શિખવા વિવેક એક વાતડીરે લોલ,
છુટે મુરખપણું છેક ખુલે છાતડીરે લોલ.
રચ્યા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લોલ;

પામી સ્ત્રી સતીના પંથ તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વેહેમ ભરી વાત વેદુઓએ કહીરે લોલ;
ભુત પ્રતને પિશાચ્ય સાચ છે નહિરે લોલ; ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જુઠા જાણજોરે લોલ;
આશા ઢુંઢકાની તંત્રમાં ન આણજોરે લોલ. ૪
દેતા દામ કરે કામ દેવ દેવીઓરે લોલ;
ઠેલ ઠામ ઠામ વાત એવીઓરે લોલ. ૫
કરી ભય વરષ કુંભ ઠગે જોશીઓરે લોલ;
જુડા ભુજાણીને દંભ ઠગે ડોશીઓરે લોલ. ૬
કેક પુત્ર પુત્રી કાજ અતા ખાયછેરે લોલ.
તજી લાજ જોગીરાજ પાસે જાયછેરે લોલ. ૭
વશીકરણી વાતથી લુટાયછેરે લોલ;
ભોળી ભામનીઓની જાત તે ઠગાયછેરે લોલ. ૮
ખરૂ માનીને ખચિત ચિત ચેતજોરે લોલ;
ખરા ગાવા હાવા ગીત હૈએ હેતજોરે લોલ. ૯
જશે ભુલ્યા ભરચા ભરમ મરમ જાણશોરે લોલ;
પાળવા પવિત્ર ધરમ ઇચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજાધિરાજ મહારાજનેરે લોલ.
શોવે કાજ વળી આજ પામી લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ અહમેવનારે લોલ;
રીઝે દલપતરામનો દેવ દેવનારે લોલ. ૧૨

---

## ક્રોધ વિષે પદ ૩૧.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગનું.

ક્રોધપર ક્રોધ, ન કરશો કદાપી અતી ક્રોધછે પુરણ પાપી,
ક્રોધ પર ક્રોધ ન કરશો૦ (ટેક)

ક્રોધ કુભાવ અતિ ઉપજાવે, સદ્દ સુભાવને કાપી
વાહાલાં માંહી વીરોધ વધારે, ક્રોધ સમુળો ઉથાપી. ક્રોધ.
કૃત્ય અકૃત્ય કરૂં ન વિચારે, જ્યારે રીશ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં નવ પેસે, છાપ પડી જે છાપી.
ક્રોધ પર૦ ૨

આપની સઘળી એ બિસરી સુમતિયો, ક્રોધ કુમતી જેને
આપી; નહી કરવાના કામ કરી નર, રોપાજે વનમાં વિલાપી.
ક્રોધ પર૦ ૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનીયામાં, ખ્યાત છે વાત સદાપી.
ક્રોધ પર૦ ૪

---

## ગીત ૩૨.

જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બહેનપણીને
પોતાના હરખની જે વાત કહી તે વિશેનું ગીત.

છઈયે ઓળામાં ઘાલી ખીચડી, છઈયે મેર મેર ગાગી
દીકરી એ રાગનું.

ઉઠ્યાં પરણીને જે સમ જાનકી;
વધ્યો હઈડામાં હરખ વીવા થકી. ૧
મળી શાણી શાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહું એરે વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરિવરે હાથ ઝાલીઓ;
મને અખંડ સુખ એને આલીઓ. ૪
વર પામી સુંદર વર વિઠલો;

એતો કાને સુણ્યો તે તો દીઠલો. ૫
મને પળ હવે ન ગમે પીયરમાં;
મારૂં મન આલ્યું શામ શરીરમાં. ૬
વર મળીઓ મને છેલ વાંકડો.
હુંએ શોકને ન રાખીએ આંકડો, ૭
વર પામી હુંતો વરણાગીઓ;
એતો ભવો ભવ એ વર માગીઓ; ૮
મને મન મગતુ મળ્યું સાસરૂં;
હવે કેમ ધડક મનમાં ધરૂં. ૯
મારી એ સંગે જોગુ સગાઈ કરી;
એને આશીશ આપુ ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામુ લળી લળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતા સુખ માનીએ;
કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસુર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી થાપશે;
હું તો જે જે માગીશ તે તો આપશે. ૧૪
મારે નીસરી આણુ એ કરમની;
વાત મુરખ ન જાંણે એ મરમની. ૧૫
પુન્ય પુરવે મે કીધાં હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણા. ૧૬
વરતે દાન કરે જેને કારણે;
તેને પામી હુંતો સુતી પારણે. ૧૭
હુંતો કાશી કેદારમાં નવ ફરી;
હુંતો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮

હવે સગા સંબંધીને શું કરૂં;
હું તો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા સુદર મારા ભાલમાં. ૨૦
ભુલી દુરમતી દુરગુણી ટેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧

---

## રૂસણું તોડવા વિશેનું

હુંતો ઇશ્વરને પુજવાને નીસરીરે લોલ;
ચોખ્ખા કંકાવટી વીસરીરે લોલ. એ રાગ.
કહું તે સખી તું કોઇને કહીશમાંરે લોલ;
કાલે રહ્યાતા કંથ રીશમાંરે લોલ. ૧
એક બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાંરે લોલ;
તે ઘડીએ હું પડી વિચારમાંરે લોલ. ૨
શાને માટે રીસાયા જાયો સાસુનોરે લોલ;
આંખે પ્રવાહ વહે આંસુનોરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
હોડે ફુલ થાય શુળ તો શરીરમાંરે લોલ;
હેત ગયું છુટી હિર ચીરમાંરે લોલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરેરે લોલ,
સુજે નહિ જે હવે શું કરૂંરે લોલ. ૬
ચડયો ચાંદો આકાશે ભલા ભાગ્યનોરે લોલ;
ભડકો ઉઠયો તે જાણું આગનોરે લોલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડાંરે લોલ;
દુઃખમાં મેં શત્રુ જેવાં દીઠડાંરે લોલ. ૮

ભારી વાડી તો ભયંકારથીરે લોલ;
આંખ્યોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હું તો ઉઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ;
કોઈક પડી નજર ત્યાં કાગળેરે લોલ. ૧૦
લિધા-વાંચે તો ઓખાખનું ચોપાનીયુંરે લોલ;
વાંચવા તે સારૂં મન માનીયુંરે લોલ. ૧૧
ગરબી રૂશણું તોડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગો હું જીભે જે ઘડીરે લોલ;
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી ભોળીઆરે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીઆરે લોલ. ૧૪
જાણું ખનરે ઘડીને ખન રાવડીરે લોલ;
છુટયો કલેશ હરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ નુરે લોલ;
આપે છે આજ તો આનંદ તુરે લોલ. ૧૬
એમ ઓખાખથી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઈરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબી સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
જેમાં બુદ્ધિ વિશેષવાળું જે હશેરે લોલ;
તુરત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
બીતી ન્યાર તે લગાર નાવે વળીરે લોલ;
સંપે વસો સહુ સાંભળીરે લોલ. ૨૦
જેનથી વસવુ મળીને બરસ સો ખસેરે લોલ;
પંખીના માળાની પેઠ તે થશેરે લોલ. ૨૧
નહી ક્યારે કલેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમરસ પીજીએરે લોલ. ૨૨
મહારાજા ધીરાજ તેથી રીજશેરે લોલ;
નહીતો ખરેખરા તે ખીજશેરે લોલ. ૨૩
રૂડે રાગે રૂડા દલપતરામનારે લોલ;
કોટો પ્રકારે ગુણ કામનારે લોલ. ૨૪

---

## ગરબો.

### ઉદેપુરના રાણાનો કેફ વિશેનો.

થાય છે કેફ કીધાથી નુકસાન કહું તે કેટલુંરે લોલ;
સઘળુ જાય સમુળુ સુખ, જગતમાં જેટલુંરે લોલ;
મરવુ મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લોલ;
ભાઈરે જગમાં લજાયા જાય, તમે જાણો નકીરે લોલ;
વળી એક કહું છું તેની વાત, સુણી વિચારજોરે લોલ;
હેત ધરીને દીન રાત, હૈયામાં ધારજોરે લોલ;
જેથી દુખ થયું એક વાર, તો દુર સમજવુ થશેરે લોલ;
નહિ તો દીન દીન ખાએ માર કે, તોપણ ત્યાં જશેરે લોલ;
છે એક મોટું ઉદેપુર ગામ કે, દોઈલ દેશમાંરે લોલ;
રાણો રાજ કરે તે ઠામ કે, ભાળે વેશમાંરે લોલ;
કેફ કીધાનો નીત્ય સ્વભાવ, કુંવરજીને ઘણોરે લોલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીઆમણોરે લોલ;
એક દીન કેફ કીધો ભુપાળ, મળીને મંડળીરે લોલ;
ચડતે રંગમહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લોલ;
તેના પડતે છુટ્યા પ્રાણ, થઈ માઠી થઈરે લોલ;
જ્યારે થયું પુરજનને જાણ કે, ધીરજ નવ રહીરે લોલ;
વરત્યો પુરમાં હાહાકાર, રૂવે નર નારીઓરે લોલ;
કેફને બહુ કીધો ધિક્કાર, જેણે નર મારીઓરે લોલ;

જગમાં બહુ ખપનો નર જેહ, વિના મોતે મુવોરે લોલ;
કેફ કીધાના છે ફળ એહ, વિચારીને જુવોરે લોલ;
રાણા ગુણ રતનનાં તુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ;
એ અવસરની તે વાત આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજો મહારાજ, કદી પાણ નવ પીએરે લોલ;
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વિચારશેરે લોલ;
અક્કલ હીણા પુરૂષ અજાણ, સુણી વિસારશેરે લોલ;
જે જન જે લજ્જન ખોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જાણનારોને ફીટકાર, પથર જાયો નહિરે લોલ;
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાલું કીધું જીવત હરામ, કશો નહીં સારમાંરે લોલ;
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળું કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ;
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહિરે લોલ;
ઊંચા વરણ ન લેવે નામ, મદીરાનું કદીરે લોલ;
ફીટરે નર કરનારા કેફ, કે નફટ તું થયોરે લોલ;
જગમાં તુથી સારો બેલ, કે તાણે ગાડીઓરે લોલ;
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;
ફરી નહિ આવે એવો જોગ, અંતર પીડમાંરે લોલ;
શિક્ષા સહુ કોઈ ધરજો કાન, કે દલપતરામનીરે લોલ;
જે હોય જગમાં પુરૂષ સુજાણ, તેના કામનીરે લોલ;

---

## પ્રભાતિયું.

ઉઠની ઉઠની ઉઠની દીકરી
કાં ધરે આશ નાથ માંહી;

એમ વાણી વદી પુત્રીની માત કહે,
ઉઠરે ઉઠરે ઉઠ ડાહી.
કાળ વહી જાય છે દંત ધાવણ તણા,
થાય છે કૃષ્ણ પ્રગટ સુઈ રહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથઈ,
ભજ પછી ઇષ્ટ નાત સોહેતાં.
કર જરા હાજરી ઉદરની રૂચી થકી,
કર પછી પાઠ તાહારો;
પાઠ કર ચીત દઈ તજ રમત સ્વસ્થ થઈ,
જન્મના જન્મનો જાય મારે.
જે બધી બેહેનિયો એમ આચરો,
તે બને શ્રેષ્ટ સહુ સાથે;
જે રમત રમતમાં તે જન્મ જમ ગમે,
તેને અંત અવકાશમાં કૃષ્ણ ભાવે.
દાસ મોહન કહે સાન તણાં કૃષ્ણ તણી,
એમ સત સુચના જાણ પ્યારી;
જા હવે ગુરૂ કને સમજ કાંઈ વાતને,
ચપળ ચીત રાખજે બેહેન મારી.



# अनुक्रमणीका.